# રેશમ અને તેની ઉત્પત્તિમાં થતી

# ઘોર હિંસા.



લખનાર:—અભ્યાસી.

પ્રકાશક.

છોટાલાલ મહાસુખરામ શાહ.

ફીકાભટ્ટની પોળ—અમદાવાદ.

સૈયદ હૈદરઅલી,

દેહલી દરવાજા ફુલપુરા—અમદાવાદ.

સને ૧૯૨૩ સંવત ૧૯૮૦ આવૃત્તિ ૨ જી

શ્રી સુર્ય પ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં મૂળચંદભાઈ ત્રીકમલાલે

છાપ્યું ટંકશાળ—અમદાવાદ

મૂલ્ય—વાંચન, મનન, અને વર્તન.

# રેશમ અને તેની ઉત્પત્તિમાં થતી

# ☞ ઘોર હિંસા. ☜

રેશમ અને તેના પ્રકાર.

રેશમ મુખ્યત્વે કરીને બે પ્રકારનું હોય છે. એક ખરૂં રેશમ અને બીજું જંગલી રેશમ. ખરૂં રેશમ કીડામાંથી ઉત્પન્ન થાય છે. આ કીડાની મુખ્ય જાતી બોમ્બીકસ મોરી અથવા શેતુરના કીડા છે. તેમને ચીન, જાપાન, હિંદુસ્તાન, ઇટાલી, ફ્રાંસ, અને ગ્રીસમાં ઉછેરવામાં આવે છે, આ ઉછેરેલા તથા જંગલી કીડાની ઉત્પત્તિ એકજ પ્રકારે થાય છે. જ્યારે કીડો પુખ્ત ઉમરનો થાય છે, ત્યારે કંઇ ખાતો પીતો નથી, અને રેશમ પણ ઉત્પન્ન કરતો નથી. માદા (નારી) જે ઇંડાં મુકે છે તેમાંથી એક જાતની ઇયળ નીકળે છે એને લારવા કહે છે, તેમાંથી તેનું રૂપ બદલાઇ પ્યુપા થાય છે. બહારની હવા તથા પદાર્થોથી પ્યુપ:ને કંઈ નુકશાન થાય નહિ એટલા માટે પ્યુપા સ્થિતિમાં આવતા પહેલાંજ લારવાની આસપાસ રેશમના ઈંડા જેવું એક પડ બંધાય છે એને કોસેટો કહે છે, અને આ કોશેટામાંથી રેશમ કાઢવામાં આવે છે.

રેશમના કીડાને ઉછેરવાની રીતઃ—કીડાને ઉછેરવાનું કામ જે જગ્યાએ થાય છે તેને સેન્ગેરીયા કહે છે. ઈંડાં ઉછેરવા માટે જે જગ્યા મુકરર કરેલી હોય તેમાં પ્રથમ જરૂર જેટલાં સેતુરનાં ઝાડ

રોપવામાં આવે છે, કારણ કે ખરા રેશમના કીડાઓને આ ઝાડનાં પાદડાં ખવરાવીનેજ ઉછેરવામાં આવે છે. સારામાં સારો કોસેટો બનાવવાને માટેજ આ પાંદડાં જથાબંધ જોઇએ છીએ. જો કોશેટાને પુરતો ખોરાક મળે નહિ, તો તેઓ નાના થતા જાય છે, અને તેમાંથી થોડું રેશમ ઉત્પન્ન થાય છે અને તે હલકા પ્રકારનું હોય છે. ચૌદ હજાર લારવાના કોશેટામાંથી આશરે ૩ થી ચાર શેર રેશમ નીકળે છે, અને એટલા કીડા તેમની આખી જીંદગીમાં ૧૦૦૦) રતલ પાંદડાં ખાઇ જાય છે. આ ઉપરથી જણાય છે કે ઘણાજ મોટા પાયા પર રેશમ બનાવવાનું કર્યું હોય તો શેતુરનાં ઝાડ ઘણાંજ રોપવાં જોઇએ.

**રંગ તથા કદ વજન.**

રેશમના કીડાનાં ઈંડાં જ્યારે તાજાં હોય છે ત્યારે તેઓ પીળા સુકા, ધોળા, રાખોડીઆ રંગના હોય છે અને તેમનો આકાર તથા કદ ચીભડાના બીયાં જેવો હોય છે. આસરે સોળ હજાર ઈંડાનું વજન એક પૌંડ થાય છે.

**ઈંડાને સેવવાની રીત**

ઈંડાંને સેવવા માટે તેમને સારી હવાવાળી અને સહજ ભીનાશવાળી ઓરડીઓમાં કાગળ ઉપર પાથરવામાં આવે છે. એ ઓરડીઓનું ઉષ્ણમાન ટેમ્પરેચર દસથી બાર દિવસોમાં સાઠ, ચોસઠ, અડસઠ અને સીતોતર જેટલું કરવામાં આવે છે, તેમાંથી ઘણાજ નાના અને કાળાશ પડતા વાળવાળા કીડા નીકળે છે, કે તુરતજ

**કીડાની ઉત્પત્તિ.**

તેઓને ધોળા કાગળમાં પાથરેલી ફ્રેમ્ઝમાં વામાં આવે છે. એકજ સાથે ઉત્પન્ન થયેલ કીડાઓને ખવરાવે છે. નાંખવામાં આવે છે, પછી તેમને સુકા એ—

કીડા જેમ જેમ મોટા થાય છે તેમતેમ તેમની ફ્રેમો બદલવામાં આવે છે, અને મોટી ફ્રેમમાં નાંખે છે. મજબુત, તનદુરસ્ત કીડા તથા સારી જાતના રેશમને માટે તેઓને એક સરખી ઉષ્ણુતા, બીનાશ સ્વચ્છતા અને પુષ્કળ તાજો ખોરાક આપે છે. એ કીડાઓ ઘણી ઝડપથી વધે છે, અને છેવટે ૩ થી ચાર ઈંચ લાંબા અને આશરે અડધા રૂપિયાભાર વજનના થાય છે. તેઓ વીસથી ત્રીસ દિવસમાં પુરેપુરા વધી જાય છે અને ચોથે અથવા છઠે દિવસે પોતાની ચામડીના રંગ બદલે છે તેમની જીંદગીમાં તેઓ ચાર વખત ચામડી બદલે છે, તેના શરીરના ગોળ કાપાઓથી દશ ભાગ પડેલા હોય છે અને સર્વથી આગળનો ભાગ મોટો હોય છે અને તેને માથું અને પગ હોય છે અને નવાઇ જેવું તો એ છે કે તેઓ જે જાતનું રેશમ કાંતવાના હોય તે જાતના રંગના તેમના પગ હોય છે, એટલે તેઓ ધોળું, પીળું અને લાલ રેશમ કાંતે છે. ચોથી વખત ચામડી ઉતાર્યા પછી કીડાઓ આઠેક દિવસ રહે છે અને પછી ખાવાનું છોડી દે છે અને પછી તેમના પેટમાંના પદાર્થને બહાર કાઢે છે અને આમ તેમ ગભરાયલાની માફક દોડે છે. હવે તેને સુકા-શેતુરના અગર સાવરણી કે બીજા ડાખળા ઉપર મુકવામાં આવે છે, તેના ઉપર તેઓ રેશમ કાઢવા માંડે છે.

**કીડાઓનું ખાવાનું છોડવું.**

**કીડાઓનું રેશમ કાઢવું.**

તેઓ પ્રથમ પોતાના નીચેના જડબામાંથી એક તાંતણો કાઢીને પોતાની આસપાસ છૂટો જાળી જેવો પાથરી પથારી બનાવે છે અને પછી ખરૂં રેશમ કાંતવા માંડે છે. કાંતતી વખતે પોતાનું માથું આમ

તેમ હલાવી રેશમના તાંતણાને ઘણીજ નિયમીત રીતે પોતાના શરીરની આસપાસ વિંટાળે છે. થોડા વખતમાં તે તદ્દન ઢંકાઈ જાય છે અને આસરે

ચાર પાંચ દિવસમાં તે કોશેટો પુરો થાય છે, તે કોશે-
કોશેટો. ટાની અંદર કીડાની છેલ્લી ચામડી નીકળે છે અને આ

વખતે તે પ્યુપલ સ્થિતિમાં આવેછે. કોશેટાનો આકાર તેમાંથી હવે પછી નીકળવાનો કીડો જે જાતીનો થવાનો હોય તે જાતી પ્રમાણે બંધાય છે. જો નારી જાતીનો કીડો અંદરથી નીકળવાનો હોય તો કોશેટાનો આકાર ઈંડાકૃતિ ને નરજાતિનો નીકળવાનો હોય તો તે જરા નાનો ને વધારે લાંબો હોય છે. એ કોશેટાઓ સળંગ બેવડા તાંતણાઓ બનાવેલા હોય છે. એ તાંતણાની લંબાઈ ૩૦૦ થી ૪૦૦ યાર્ડ હોય છે. સર્વ જાતના કોશેટામાં છેક અંદરનો ભાગ પ્યુપલ આગળ પાછળ વીંટાયલો હોય છે, તે પાતળી ચામડી જેવો હોય છે. આસરે દશ દિવસ પછી કોશેટાને એકઠા કરી તેમની જાત પ્રમાણે જુદા જુદા વર્ગ પાડવામાં આવે છે. બે કીડાઓએ સાથે સાથે કાતેલું હોય તેવા બેવડા કોશેટાને બીજી જાતના કોશેટાથી જુદા કાઢી લેવામાં આવે છે, કારણ કે સામાન્ય રીત પ્રમાણે તેમનું રેશમ નીકળી શકતું નથી અને કેટલાએક કોશેટાઓને તેમની વંશ વૃદ્ધિ માટે જુદા કાઢી લેવામાં આવે છે. તેમને એક ઓરડી કે જેની ગરમી ૬૮ ઉષ્ણુમાન હોય છે તેમાં રાખવામાં આવે છે, ત્યાં તેઓ આસરે વીસ દિવસમાં પતંગીયું થઇ જાય છે, તે પછી તે કેટલેક દિવસે ઇંડા મુકે છે અને પછી તરતજ મરી જાય છે.

રેશમના કીડાના રોગ—રેશમના કીડાને ઉછેરવાનું કામ ઘણી મુશ્કેલીભરેલું છે. અને તેમાં ઘણું ધ્યાન રાખવું પડે છે કીડાને રોગ ઘણી જાતના થાય છે, તેથી ભાગ્યેજ દશમાંથી એક જીવી શકે છે. તે રોગ તેના શરીર ઉપર એક જાતની વનસ્પતિ ઉગવાનો છે, તેથી તે તુરત મરી જાય છે, બીજું એક જાતની માખીઓ તેના શરીરમાં કાંણુા પાડી તેને મારી નાંખે છે.

રેશમનું કારખાનું—પહેલ વ્હેલાં આ બચતા કીડાને મારી નાંખવામાં આવે છે. આ કામ બે રીતે કરે છે. એક તો ૬૦ થી ૭૫ ઉષ્ણુમાને બે થી ત્રણુ કલાક સુધી આ કીડાઓને સેકીને મારે છે, બીજી રીતે તેમને આસરે દશ મીનીટ સુધી વરાળ આપીને મારે છે; પછી તેમને તેમની જાત પ્રમાણે જુદા પાડવામાં આવે છે; પછી તેમને ગરમ પાણીમાં પલાળીને તેમની આસપાસ ચીકણો સરેશ જેવો પદાર્થ વળગી રહેલો હોય તે કાઢી નાંખવામાં આવે છે અને પછી રેશમ ઉકેલનાર માણુસ નાની ડાંખળીઓના પ્રહારથી તે કોસેટાની દડી છોલી નાંખવા માટે તેમને આમતેમ ફેરવે છે. પછી ચારથી ૧૮ કોસેટાઓને સામટા લઇને તેનો એક દોરો બનાવી એક સરખી જાડાઇના બે દોરાઓને અકીકના છીદ્રમાં થઇ પસાર કરવામાં આવે છે અને પછી રેંટીઆપર ઉકેલવામાં આવે છે.

રેશમનો વેપાર—હાલમાં રેશમની ઉત્પત્તિ ચીન, જાપાન અને અમેરીકામાં કરવામાં આવે છે. હાલમાં આ ત્રણુ દેશમાં ચારલાખ સાઠ હજાર ટન કોશેટા ઉત્પન થાય છે અને તેમાંથી ૨૮૮૦૦ ટન રેશમ બને છે.

રેશમથી થતી હિંસા—ચાર લાખ સાઠ હજાર ટન કોશેટા એટલે તેને ૫૬ ગુણીએ એટલા મણુ કોશેટા થયા, ૪,૬૮,૦૦૦× ૫૬=૨,૫૭૬૦૦૦૦મણ×૪૦=૧૦૩૦૪૦૦૦૦૦ રતલ કોશેટા થયા એક રતલના એંશી કોશેટા થાય અને દશ કીડામાંથી એક કીડો કોશેટો થાય એટલે ૧૦૩૦૪૦૦૦૦૦×૮૦૦=૮૨,૪,૩૨,૦,૦૦૦,૦૦૦ એટલે આસરે નવ સો અબજ કીડાની હિંસા ઓછામાં ઓછી રેશમના પહેરવેશમાં થાય છે.

બંધુઓ ! વિચારો તો ખરા કે હિંદુસ્થાન જેવી આધ્યાત્મીક ભૂમિને આવી ઘોર હિંસા પાલવેજ કેમ ? જે હિંદુ રૂષિ મુનિઓ સર્વ જીવોમાં પોતાના આત્માને જોઇ રહ્યા છે, તે હિંદુઓ તેમના પૂજ્યના વચનોને ઉત્થાપી આવી ઘોર હિંસાનું કામ કરી પાપી કેમ થાય ! હિંદુ રૂષિ મુનિઓના મંત્રો સાદું જીવન અને ઊચ્ચ વિચાર તેનો લય તમે કેમ કરો છો ? માટે બંધુઓ ! તમે તૈયાર થાઓ, અને આ નવસો અબજ કીડાઓના પોકારને સાંભળી તેમને અભયદાન આપો. પ્રથમ તો રેસામાંથી ઉત્પન્ન થાય તે રેશમ કહેવાતું. હિંદુસ્થાનની આબાદી વખતે કેળ, કેતકી તથા શણના રેસામાંથી મોટા પાયાપર કાપડ બનતું, અને દેરાસર તથા મંદિરોમાં શગ્રીયાં કે જે શણના રેશામાંથી બનતાં હતાં, તે વપરાતાં. અને તેથીજ તે અહિંસક હતાં અને પવિત્ર માનવામાં આવતાં હતાં. હાલમાં રાજ્ય વિપ્લવથી મ્હોટા પ્રમાણમાં પરદેશી રેશમ આવવા લાગ્યું, ત્યારે રેસાવાળું રેશમ વપરાતું બંધ થયું અને પવિત્ર અહિંસક કળા નષ્ટ પામી. આ પોશાક રાજા, મહારાજાઓ, બાદશાહો, બેગમો અને વિલાસી નાયિકાઓમાં હતો, ત્યાંથી પરિવર્તન પામી આજે

૧૧૧૩૪



આપણા ઘેર ઘેર ગરિબ, તવંગર સર્વમાં જડ ઘાલી બેઠા છે. જુઓ ! વિચારો, તે કેવો વિકારી, નિર્લજ અને મોહક પહેરવેશ શરીરને આવા વિકારી પહેરવેશ પહેરાવી અબજો નિરપરાધી, કુ ીડાઓનો ભોગ તમે કેમ ઇચ્છો છો ? ભાઇઓ અને બ્હેનો ! વિચારો, સમજો અને રેશમનો ત્યાગ કરો; કારણકે રેશમના ત્યા અહિંસા વ્રતનું પાલન છે, નીતિ છે, સાહાધ્ય છે, પવિત્રતા છે.

એજ આટલું વાંચી વિચારી સૌ ભાઇઓ અને બહેનો જી પર્યંત રેશમ નહિ પહેરવું એવો નિશ્ચય કરી, આવા મોહક પ વેશનો ત્યાગ કરી સુપાત્ર નવરાં અનાથોને દાન દઈ કૃ... થશો. રેશમનું લુગડું ઇસ્લામમાં પણ હરામ છે. એજ

અરજ—આશા, અને ઇચ્છા સુરેન્દ્ર કિ બહુના.

ૐ શાંતિ. શાંતિ. શાંતિ.